દિવાળીને લઘુચંદનું ફારસ.

રંગુડીને પરણ્યાનું ફારસ.

સાહુડીને કુડેલનું ફારસ.

ગોપીચંદના મરસીઆ.

રમુજને આપનાર ચાર બુક ભેગી.

પ્રસિદ્ધ કરનાર

# ઈસાજી મુસાજી અમીજી અતરીઆ.

જામનગર, હાથીખાનાર.

મોતીના સુરમા બનાવનાર તથા વેચનારો આથી સર્વ બુક મળશે

અમદાવાદ

ઘીકાંટે 'યુનિયન' પ્રિન્ટિંગ પ્રેસ.

કિંમત ૨ આનો.

સને ૧૮૯૦.

४४९४

# दीवाळी अने लघुचंदना फारसनां गायन.

(દીવાળી સાસરે જાય છે ત્યારે તેની માતુશ્રી શીખામણ આપે છે.)

**રાગ કેરબો.**

પ્યારી પુત્રી કહું શીખામણ, સાંભળ વાત મારીરે. ટેક
સાસરે જઇને મોકલજે, સારા સમાચાર;
દીનનીશ તું ડાહી થજે હું, કહુશું વારંવાર. પ્યારી૦
સેવા સાસુ સરા કેરી, કરજે તું ભલી ભાત;
નાથ તણી નવ આજ્ઞા લોપીશ, જામે જગમાં ખ્યાત. પ્યારી૦
તારા વીના ઘડી ન ચાલે, એની છો તું બાળ;
પરદેશે પંખીડું ઉડયું, હાય! સુની આ ડાળ. પ્યારી૦
સુઘડપણું તારૂં સંભારૂં, વરસે છે આવાર;
એક આંખમાં અસાડ, બીજી શ્રાવણ કેરી ધાર. પ્યારી૦
પીએ દુધ જઇ કલાલ હાટે, જન જાણે મધુપાન;
મધુ પીએ ગોવાળી ઘરમાં, જાણે દુધ સમાન. પ્યારી૦
કાળા સાથે ધોળો બાંધે, સંગતનાં ફળ થાય;
વાન નિશ્ચમાં નહી બદલે પણ, બદલે સાન સહાય. પ્યારી૦
પારસ પથ્થર છે પૃથ્વીમાં, અડકે જ્યારે લોહ;
લોહ મટી કંચન થઈ જાએ, માનવ પામે મોહ. પ્યારી૦

દુષ્ટ નારની સંગત દેખી, ડરી ચાલજે દુર;
શા માટે જે તારૂ જોબન, ભરેલ છે ભરપુર. પ્યારી૦

(દીવાળી તથા તેની સાહેલીની વાતચિત.)

**દીવાળી— રાગ. બિહાગની ગજલ.**

હે સખી ચકોરને કેવી, ચંદ્ર સાથે પ્રીત;
તુજ વીના હે સાણી સખી, ચેન નાવે ચીત.
બાળાપણમાં સાહેલી મારી, પ્યારી તું સાક્ષાત;
તન જુદાં નહી મન જુદાં, સાચી કહું છું વાત.
વૃક્ષ વેલી છે ખીલેલી, જુઈ ચંબેલી જેમ;
ત્રુટે પણ છુટે નહીં કદી, વાલી વસ્તુ પ્રેમ.
જળ કમળ શું પ્રીત જામી, તૃપ્તી પામું તેમ;
સુકે પણ કદી ન મુકે, વાલી વસ્તુ પ્રેમ.
તલખે મીન માહાસાગરનું, જળ વિના ઝાંખું જેમ.
વિખુટી ટોળે મૃગલી તલખે, મળવા તલખું તેમ.

(દીવાળી પરણી સાસરે જાય છે ત્યારે સહિયરનું બોલવું)

**સહીયર— રાગ કાલીંગડાની ઢબ.**

વીનય વાકય હેત તારૂ જોઈ મારી વાલી;
સમજુ છો તું સાણી સખી, સુણરેજી,
મીન જેવું જળ વીના ઝુરે, મારી વાલી,
તલખે મારૂ તારા વીના ગણી ગુણરેજી,
બાળપણની પ્રીતડી બંધાણી મારી વાલી,
જુદા પડવાનો જમાનો, આજે થાયરેજી,

ટોસાની વિખુટી મૃગલી, તજ્યે મારી વા'લી,
તુજ વીના ન ઘડી એક ચાલે ક્યાંયરેજી.

**દીવાળી.—( સહીયર દુઃખ શું દાખવું. એ રાગ. )**

શાણાં સાસુજી સુણો વીનંતી, લાગુ પ્રેમથી પાય,
આવી તમારે હું આશરે, મેલ્યાં બાપને માય. શા.ણી૦
નણદલને માનું પાડ હું, થાશે એથી આરામ,
દાસી તમારી હું દીન નીશા, હવે ફરમાવો કામ. શાણાં૦
બોલ્યું ચાલ્યું ગણશો નહીં, છું અજ્ઞાની હું નાર,
કામ ફરમાવો તેતો કરૂં, મારે આપ આધાર. શાણાં૦
માત પીતા મારાં અહીં નથી, સાસુ લેજો સંભાળ,
ચીંધો તે હું કરૂં ચોંપથી, તમે બેઠાની ડાળ. શાણાં૦
મનુષ્ય સર્વે રંક રાય છે, આખી આલમ માંય;
બેટીને ગાય બરોબરી, જ્યાં દોરે તીહાં જાય. શાણાં૦
પીતા હોએ પૃથ્વીપતી, કંથ હોએ કંગાલ;
સીતા તો સોભે છે સાસરે, વૃધ જોબન બાળ. શાણાં૦
પીયરતણી બુરી પાલખી, શોભે હસ્તી દરબાર;
શ્રેષ્ટ સૂળી ગણો સાસરે, નીશ્ચે કહું નીરધાર. શાણાં૦

( લઘુચંદના શયનગૃહમાં દીવાળીનું બોલવું. )

**દીવાળી— રાગ સોરઠની ગજલ**

સ્વામી જાગો ચતુર સુજાન હો, પ્યારા મારા દીલના પ્રાણ હો,
લેવા આ સંસારીક લાવને, વદે દાશી આપની જાન હો;
મન મળવાંને અકળાય છે, મારૂં જોબન ઝોલાં ખાય છે,

શશી મુખ સુંનું આ સુકાય છે; ડારો વેદ્ય પીડા બહુ થાયછે. ૧
સાચો તત્વ એજ સંસારમાં, પ્રીતીપાત્ર પ્યારૂં ગણું પતી;
શેતું શીવ બરાબર શામને, હું સૌભાગ્યવતી આપની સતી ૨
ખાસી ખીલી દીલકી કળી વળી, મળી નાથ પંકજ પાંખડી;
ભોગી ભોગવ ભમર ઉઠી હવે, મારે બીજા નરની આખડી. ૩
જાગો પ્યારા પ્રેમપતી અતિ, રતી વ્યાપ્યો રૂદયે અરે,
રમો રંગ અનંગ સુરંગથી, આ પતંગ દીપ પડી મરે ૪

દીવાળી લક્ષ્મુચંદ અજ્ઞાની હોવાથી દીલગીરીથી.

## શીખરણી છંદ.

અરેરે આ મારૂ અણસમજુ જોડું અવનીમાં,
વિધાતા થઇ વેરી, દુઃખલણી રાખી નહીં સીમાં;
ઠરી નહી આ ઠામે, બળદ સમ મારા પતી થકી,
નિતીને પ્રાતીની, ખચીત રીત જાણો નહીં પકી.
બુદ્ધીશાળી બાળા, મરદ મુખ કાળા બહુ દુઃખી,
કરૂપી છે કાન્તી, શરદ શશીલા જે મુખ સખી;
જરા બુદ્ધી હોતે, સમજ દઇને સાવધ કરૂ,
અરે ખોટું નાણું, ધરમ નીજ જાણી પગ ભરૂં.
અરેરે ઓ દેવા, સુખદ રૂપી સુર્ય અસ્તજ થયો,
કીનારો ગોતુંછું, મુજ ઉગરવાનો સખી કયો;
પ્રભુ પ્યારા મારા, પ્રણીમીનીત વંદુ પ્રથમથી,
બુઝ્યાના છો બેલી, સુધડ મતી આપો પતી અતી.

**દીવાળી.—　　　　　　લાવણી.**

ઇશ અરજી મારી આજ, ગરીબનીવાજ કેમ દુઃખ દેછે,
આ કરમ કષ્ટનો ઝરો, અંગમાં વહે છે;
અણ સમજુ મારો નાથ, જોડું બે હાથ અંગ ઉતારી,
છો સુખ સરદેહુ સરવ જાઉ બલહારી.
ગઇ પ્રાણનાથની પાસ, અંગ ધરી આશ હેતધરી પ્યારી,
છે દુષ્ટ અરે નાદાન, થઇ દુખીઆરી,
છે તદન તોતળો નાથ, ગમે નહી વાત કરેછે દાડી;
મારે હૈડે હોળી થાય કરૂં શું માડી.
મદમાતી જોબન નાર, પુષ્પ ગુંન્જાર મધુકર મારો,
તે જોઇ બની લાચાર, બળે જન્મારો;
(દીવાળી પીયર આવે છે ત્યારે બ્રાહ્મણ પ્રત્યે.)

**( સહીયર દુઃખ શું દાખવ્યું એ રાગ. )**

વિપ્ર સુણો મારી વિનતી, હુંછું બાળ તમારી;
ચરણે નમે શીશ સુંદરી, સુંણો વિનતી અમારી. વીપ્ર.
વેરી વીધી વસમો થયો, દેખી બાળ્યો છે દાટ;
મુર્ખ અજાણ પતી મળ્યો ઘડીયો વીધીયે ઘાટ. વીપ્ર.
વેર વાળ્યું પેલા ભવ તણું, પુર્ણ પ્રગટયાં પાપ;
કર્મને દોષ આવી નડે, મરજો માને બાપ. વીપ્ર.
આપો ઉછેરીને હાથમાં, કાળો કાણુ ન કોય;
ગરદન કંઠમાં હારડો, હીરા કેરો ન હોય. વીપ્ર.

**દીવાળી—　　　　　　લાવણી.**

**( જોડી તે નવ જોઇ માડી એ રાગ. )**

માત મતી અતી ફરી તારી. ( બે વાર ),

પથરા સાથે રત્ન પછાડયું બુરી ગતી મારી;
વીધાતા કરી નહી વાર, (બે વાર)
દુઃખ દરીઆની માંય ડુબાવ્યું ઝાઝ અરે મારૂં.
માલમી રૂપીઆ જીવ મારો (બે વાર),
કામ કલ્પના અતી તોફાની આવ્યો નહી આરો;
બુદ્ધીરૂપી કવા સ્થંભ ભાંગ્યો. (બે વાર)
નાવ છોડવા જીવડો નીશ દીન, લાગ નહી લાગ્યો;
બુરી કરી મા બાપે (બે વાર).
આંખ મીચીને કુપ ઉતારી કોણ કષ્ટ કાપે,
ધણી થા બાર બીજ બેલી (બે વાર);
ભર જોબન વનકુંજ ખીલેલી, ભમર કરે ઘેલી.
વેરી મા બાપે વાળી વેર (બે વાર),
ગજ નવાણુંના કુંપમાં નાંખી કીધો કાળો કેર;
જનુની હવે શું કહું તુજ ઝાઝું (બે વાર)
જરા વીચાર કર્યા વીણુ જલદી. દીધું દુઃખ દાઝું
જોઈ ભરથાર થાય ઝાળુ (બે વાર),
જામ મુરખો મોટું મીંડું નીરખી નીત ન્યાળુ;
જોબન મદમાતી વનવેલી (બે વાર),
ભમર ભુલાવ્યું ભાન શરીરનું રેલ કુડી રેલી.
માર્ગ તું દે ધરતી માતા (બે વાર),
આ સંકટથી દેહ સમાવું, કરજે સુખસાતા;
છોડ ચંબેલી રોપ્યો રણુમાં (બે વાર),
નહીં માળી રખવાળી ડાળી, સુકાતી ક્ષણુ ક્ષણુમાં;

આર્યજન શું કહું મુખ ઝાઝું ( બે વાર ).
અણ સમજુને અકલ હીણ તે. દેખી દીલ ડાઝું.
કુડી આપઘાત હવે કરવી. ( બેવાર )
ભીખન ભવજલ તરવા ભક્તી, નીશદીન આદરવી.

**( દીવાળીની માતુશ્રી કહે છે. રાગ માઢ. )**

પ્યારી પુત્રી પ્રાણ આધારરે, તારી રક્ષા કરે શ્રી રામ;
તું ધીરજ મનમાં ધારરે, સારા વાના કરે શ્રી રામ.
જનુની આપે જન્મ જગતમાં, કર્મ ન આપે કોય;
માત પીતાને દોષ ન દેઇએ, હરી કરે તે હોયરે. તારી.
દુઃખ દેખી દીલ ડરવું નહીં, કરવું સુંદર કામ;
હીંમત હરનીશ રાખ હેયામાં, આનંદ આઠે જામરે, તારી.
દુઃખમાં દીવસ આવે દશ વીશ, આશા ઠેલ અત્યારે;
શ્રીપતી તારી સહાય કરશે, વીઠલ ચડશે વારરે. તારી.
મધ્યાન કાળે સુરત પ્રેમહી, તલખે જળમાં મીન;
સાયંકાળની છાયા વળશે, વળશે તારો દીનરે. તારી.
પ્રભુ પલમાં કરે ચાયસો, જળસ્થલ ફરી જાય;
સરખા દીવશ શાણી પુત્રી, કોઈના નવ કહેવાયરે તારી.
કોઇ મનુશે કર્મ ન માપ્યું, સુખ દુઃખ શીતળ છાય;
પુરૂષ કર્મ આકડું પાંદડું તે. પળમાં ઉડી જાયરે. તારી.
માટે તું નવ ગભરાય મારી, શાણી પુત્રી સદાય;
ભીખન જેવું લખ્યું ભવીશે, તે મીથ્યા નવ થાયરે. તારી.

**દીવાળી—** **માલીની છંદ.**

બસકર જનુંની હે, બાવરી હું બનીછું;

દીલગીર દીલમાંહે, દેહમાં દુઃખણી છું.
અણુ ગમતીજ જોડી, ધીરતા કેમ ધરવી;
અવર નહીં ઉપાએ, આત્માની ઘાત કરવી.

(દીવાળી કટાર ખાઈ મરે છે ત્યારે તેની સહીયર
તેને જોઈ બોલે છે.)

**સહીયર--** **રાગમારૂ.**

**[શેઠ સગાળશા સાધુને સેવે ને વાણીયો પાળે વ્રત]**

સર્વ સભાસદ શ્રવણુ કરો હવે, મારા મનની વાત.
એન દીવાળીની બીના સુણીને, અતી થયો ઉત્પાત;
સજોને સ્વયંવર ધારોરે, પ્રજાને લાગશે પ્યારો —ટેક.
દુઃખ તણો દરીયાવ ભરેલો, તે ઉલેચ્યો ઓછો ન થાય
સારા માણસની શ્રેષ્ટ પ્રતીષ્ટા, આબરૂ સરવે જાય—સજોને.
સુજ્ઞ ચતુરને શાણી દીવાળી, મારા હૈયા કેરો હાર;
પતી દુઃખે નીજ પ્રાણને તજતાં. પાડયો અતી પુકાર—સજોને.
મનમાં વીચારકર્યા વીણુ માનવી, સગપણુ કરશે સદાય;
વિષના વૃક્ષથી વીષ ઉતરશે; અમૃતે અમૃત થાય—સજોને.
પેટ ચોળી કરો સૂળનો ઉપાય, નાખે નારી નીશ્વાસ;
સાહસ કામ કર્યાથી સર્વને, હોશે હર્ષનો નાશ —સજોને.
કુળ ઉચું જોઈ નાંખે કુવામાં, પુત્રી કે પુત્ર સદાય;
બાળ પણામાં બંધારણુ જોડું, અતી માઠા ફળ થાય—સજોને.
આર્ય સમાજ સુણો આજ, મારી અરજી આઠે જામ;
કહે કનૈયો ભીખન કોઇદી, આવું ન કરશો કામ—સજોને.

# ગોપીચંદ રાજા જોગી થઇ રાણીયો પાસેભિક્ષા લેવા જાયછે તે વખત રાણીઓ ગાય છે.

## રાગ મર્શ્યા.

વાય વેયરે ગોડ બંગાલો ઝુરી મરે, સૌ લોકો આંખુયે આ-
સું ભરેરે. વાયવેયરે—ટેક

તમે રૂપે રંગે છો રસિલા, કામ કોક રીતિમાં મચેલા;
આજ દીઠા ભભુતે ભરેલારે. વાય વેયરે—૧

રાજા બાળક બુદ્ધિ તમારી, કેવી રીત ગ્રહીછે નહારી;
નાંખો અંગેથી ભેખ ઉતારીરે. વાય વેયરે—૨

ચિત્ત ચકડોળ કોણે ચડાવ્યું, મન માંકડાની પેરે ભમાવ્યું;
તમે શાંણપણું કયાં ગુમાવ્યુંરે વાય વેયરે—૩

કદિ વાંક જો પડયો અમારો, ઘટે તેવું કહિ ક્રોધ સમાવો;
આમ નાદાની શિદને જણાવોરે. વાય વેયરે—૪

અંગ વૈરાગ્ય કોણે ઉતાર્યો, દીધા શેલી શિંગીના શૃંગારો;
કોણ જોગી મલ્યોતો ધુતારોરે. વાય વેયરે—૫

રાજા જોગી થવુંતું તમારે, નો'તું પરણવું હતું તે વારે;
હવે મુઝવી શું મારો અત્યારેરે. વાય વેયરે—૬

કામ કોપી ઉઠયો છે અમારો, થયા પ્રદિપ્ત દિલમાં વિકારો;
તેને હાથ ઝાલીને નિવારોરે વાય વેયરે—૭

રાજા સ્વામિ વિનાની જે નારી, તેનો કામ કોપેછે વિકારી;
થાય અંતેજ તેની ખુવારીરે. વાય વેયરે—૮

નારી વિનાનો નાથ નમાલો, ગણી વાંઝિયોને લોકો દે ગાળો;
જતિ આબરૂને તમે સંભાળોરે. વાય વેયરે—૯

દેશઅંગાલોબાં'વરોબનીગયો, આજ સુખનો સૂરજ સઘ આથમ્યો
એમ શોક સરવે શે'રમાં થયોરે. વાય વોયરે—૧૦
પતિ મે'લ મલપનો તમારો. જુવો બાગ બન્યો બહુ સારો;
જોઈ અંગેથી ભેખ ઉતારોરે. વાય વોયરે—૧૧
થયા નાથ કાં આવા નમેરા, પે'રી ભેખ મારોછોજ ફેરા;
દીન દાશિઓપર આવી આ વેળારે. વાય વોયરે—૧૨
સુખસ્થાનક સઘ સુનું થયું, મધ્ય દરિયામાં નાવ આવી પડયું;
દુ:ખ દુનિયાનું સર્વે આવિ ચડયુંરે વાય વોયરે—૧૩
વા'લ આણી વદે કોણ વાણી, સ્વપ્ન સમિપે પ્રીત પીછાની
ધિક જિંદગી જશે નકામીરે વાય વોયરે—૧૪
અર્જ આટલી સ્વિકારો અમારી, અમે દાસીયોજ છીએ તમારી
તમો વિના આ જીંદગી અકારીરે વાય વોયરે—૧૫
અમે વૈભવ સરવે મુકીને, સાથ આવશું બાવાં બનીને;
થાશું આનંદ શેવા કરીનેરે. વાય વોયરે—૧૬
બેન ચંદ્રાવળિની દાઝ લાવો, ભાઈ બેનની પ્રિત જણાવો;
તમે દિલ કાં તેનું દુ:ખાવોરે. વાય વોયરે—૧૭
પ્રાણ વલ્લભ પ્રેમને પિછાનો, ખરા પ્રેમમાં શું આવાં તોફાનો;
એવા પ્રેમિને કહિયે નાદાનોરે. વાય વોયરે—૧૮
"૧જાની," મે'લે પધારો તમારે, કરો ભોજન હાથથી અમારે;
અમે કહિયે શું વારે વારેરે. વાય વોયરે—૧૯

**સમાપ્ત.**

---

૧ પ્યારો.

# પ્રથમનું ફારસ વેસ ૧ પઠાણનો.

કોઇ ગામમાં એક નાગર બ્રાહ્મણ હતો ને તેની બાઇડી નાગર બ્રાહ્મણી હતી તે પોતાના ધણીને વશ કરવાને સારૂ ભમતી હતી તેવામાં કોઈએ રસાલામાંના એક પઠાણને બતાવ્યો કે તેની પાસે વશીકરણ ખરે ખરૂ છે તેથી રોજ સાંજે અગર દહાડે તેના ધણીને દરશન કરવાનું નામ દેઈ તે પઠાણ પાસે જાય, ને વળી મીયાંભાઇ તો એવાંજ કામ સોધેજ.

**બ્રાહ્મણી**—કયું હે પઠાણ સાહેબ.

**પઠાણ**—અછા તુમ કાઇકુ આઇ હે,

**બ્રાહ્મણી**—શું કરૂં? મને નઠારા ખાવંદ મીલાહે, તે કુછ સુજતા નહીં.

**પઠાણ**—તુમને અમેરા કયા કામ હે.

**બ્રાહ્મણી**—કુછ મુજકું છુ મંતર કરદો તો અછા. મારા ધણીને વશ કરવો છે, ને કોઇ દોરો ચીઠી કરી આપો કે જેથી તે વશ થાય.

**પઠાણ**—હા કર દઊંગા. ફીકર મત કર.

**બ્રાહ્મણી**—કબ કરોગે?

**પઠાણ**—મેં તો પા કલાકમે કર દેઉ પણ મેં તુજકું કુછ કેહે શકતા નહીં.

**બ્રાહ્મણી**—હા, હા જે હોય સો બોલદો.

**પઠાણ**—તીનસેં રૂપીયા ખરચ હોયગા. (એટલામાં) એક દીવશ પઠાણ કસુંબા ગોરતા હતા તે બખત પેલી

બ્રાહ્મણી ત્યાં દોરો કરાવાં જઇ ચઢી.

પઠાણ—લો જરાસેં કસુંબા તો પીયો.

**બ્રાહ્મણી**—નહીં સાબ, મુજે અછા નહીં લગતા.

પઠાણ—ચલો અબ તુમારા કામ કરતાહું

**બ્રાહ્મણી**—એમાં કાંઈ લોબાન ચઇએગા.

પઠાણ—નહીં, મેરે પાસ જડીબુટી અછી અછી હે ઇસમેસી કરદઉંગા પણ અબી તમ કસુંબા પીતે કે નહીં?

**બ્રાહ્મણી**—હા, લાવ, જરા પી લેવે. (પછી પઠાણે ચીઠી આપી) તે લેઇ બ્રાહ્મણી પાછી ઘેર ગઈ.

એમ કરતાં કરતાં ઘણા દીવશ સુધી એવી રીતે પઠાણે ફેરા ખવરાવ્યા ને તેને ખોરાકીમાં તથા ગપા ગપીથી ગુલતાન કરી નાખી. ને પછી એક દીવશ પરાણે પરાણે પોતાના ભેગી ખાવાને બેસારી એટલે થઇ ચુકયું ને પછી તો સાફ વટલાઇ ચુકી, ને ત્યાંને ત્યાંજ લાગટ એક બે દીવશ સુધી રહી, એટલે તેના ધણીએ તપાસ કરી કે રાંડ કયાં જતી રહી. પછી તેના ધણીએ ત્યાં આવીને શોધી કાઢી પણ એનું કાંઈ ચાલે નહીં તેથી છાનોમાનો ઘેર આવીને ફરિયાદ કરવાનો વિચાર કર્યો. ને અહીં પઠાણે પેલી રાંડને તો ગાંડી જેવી કરી નાખી હતી કે તે પઠાણ વિના બીજા કોઇને તો ઓળખેજ નહીં, આવી રીતે જોવાથી તેનો ધણી સાહેબ પાસે ફરીયાદ કરેછે.

પછી બ્રાહ્મણી આ નીચેનું ગીત ગાય છે.

સુંદર સુણો મેરી જાન, મારૂં દીલ લાગ્યું પઠાણશું;
પઠાણ દીલ્લીનો દીવાન, અમદાવાદનો ઉમરાવ. મારૂં. ૧

પેહેલી હતી નાગર બ્રાહ્મણીરે, જમતી કેળાંને ખાંડ;
પણ હવેરે થઇ સુંદર તરકડી, જમુ પુલાવને નાન. મારૂં. ૨
સુંદર સુણો મેરી જાન, જીવડા કરૂંરે કુરબાન;
ગોરી હોયરે નાદાન, વારીજાઊં આલમખાન. મારૂં. ૩
પાંચ રૂપીયા આપુ રોકડારે, કોઇ લશ્કરમાં જાય;
જઇને પઠાણને એમ કહે, સુંદર ધાન ન ખાય. મારૂં. ૪
સોનીરે વાડામાં મારૂ સાસરૂરે, નાગર વાડામાં રહીએ;
તેડાંરે આવ્યાં પઠાણનાં, એને ના કેમ કહીયે. મારૂં. ૫
કે લીલુડા વાંસની ટોપલીરે, સુંદર દળવાને જાય;
દળતાં દળતાં માંડયાં રૂશણાં, લોટ કુતરાં ખાય. મા. ૬
હુંરે માંડાસાની બ્રાહ્મણીરે, તમે દિલ્લીના શેખ;
કીયે જનમની મારે પ્રીતડીરે, પેલા ભવના તે લેખ. મા. ૭
લીલારે પીળા તુંબુ તાણીઆ, ફરતી સોનેરી ઝુલ;
વચ્ચેરે બેઠીરે નાગરબ્રાહ્મણી, પરણ્યો ફાકેછે ધુળ. મા. ૮
દેરાણી જેઠાણીનાં જોડવાંરે, હળી મળી પાનીડાં જાય;
પાળે ઉભો પઠાણ પાતળોરે, દેખી હરખ ન માય. મા. ૯
હાથમાં કમાન લટકતીરે, તાણી તાણી મારે તીર;
બાલુડા વાગે રૂદીયા ફાટે, ના તાણશો મારા ચીર. મા. ૧૦
શેરની વણુ સીતેર રોટલીરે, પઠાણ પાતળીયો ખાય;
ભેળાંરે બેશી આરોગશું, મનમાં હરખ ન માય. મા. ૧૧
આગળ સસરાજીનો ઢોઢીલોરે, મધ્યે દીઅરને જેઠ;
વચે પરણ્યા તારી ઠાઠડીરે, લેઇ જાઉ સમુદર બેટ. મા. ૧૨
અગર ચંદનના મંગાવું લાકડાંરે, તેની ખડકાઉ ચે;
મુંજને કારણ તમે મારશોરે, બળશું આંપણ બે. મા. ૧૩

**સાહેબ**—અચ્છા પટાવાલા એ કયા બોલતા હે.

**પટાવાળો**—ફરિયાદ ફરીયાદ બોલતા હે.

**સાહેબ**—કયા હે

**બ્રાહ્મણ**—અમારી બુબુકુ પઠાણ લે ગયા હે.

**સાહેબ**—પટાવાલા, એ કયા બોલતા હે.

**પટાવાળો**—ઉસકી બુબુકુ પઠાણ લે ગયા હે.

**સાહેબ**—ઓઓ ! એસા હુવા હે ?

**પટાવાળો**—હા સાબ એસા હુવ. હે.

**સાહેબ**—બમનીકું બોલાવ.

**પટાવાળો**—સાબ, એ બમની આઈ.

**સાહેબ**—બુબુકુ તમ બોલો, કે તું કાંહાં સુધી બમનકે ઘરમે રહી.

**પટાવાલો**—બમની, તું બમનકી ઘરમાં કાહાસુધી રહી.

**બ્રાહ્મણી**—નાનીથી મોટી થઈ ત્યાં સુધી.

**પટાવાલો**—સાબ ઓતો એસા બોલતી હે કે નાનપણ-થી આજ સુધી રહી.

**સાહેબ**—અછા, અછા, સબ બમનકા માલ ખાકે હ-રામ કીયા હે. પટાવાલા તુમ ઉસકુ પુછોકે તેરી કેશી મરજીહે

**પટાવાલો**—સાબ ઓતો એસા બોલતી કે મેંતો કુછ નહીં કહેતી, ને પઠાણકુ જાઉંગી

**સાહેબ**—અછા પટાવાલા, પઠાણકુ કેદ કરો એટલે કીસે જાયગી.

**ઢેડ**—સાબ જાને દો, બમની બોત ગરીબ હે ?

**સાહેબ**—ગુસ્સે થઇને હાઈ યુ બ્યાડ મેન મંકી.
**બમની**—પટાવાલા હુંબી કેદમે જાઉંગી.
**પટાવાલો**—સાબ એ બમનીબી પઠાણકી સાથ જાયગી
**સાહેબ**—એસા નહીં હોવે ગા. બમનકી સાથ જાના.

**વેશ ૨ જો. સાધુડીનો.**

સદા ફકીરી મેરે કયા દલગીરી, સદા મગનમે રહેનાંરે;
સદા ફકીરી મેરે કયા દલગીરી, સદા મગનમે રહેનાંરે;
રામ કોઈ દીન હાથી, કોઇ દીન ઘોડા,
કોઇ દીન પાંઉસે ચલના. સદા. ૧
રામ કોઈ દીન સીરો, કોઈ દીન પુરી;
કોઈ દીન ફકમ ફકા. સદા. ૨

પછી એક શેવક સાધુડીને પુછે છે કે આ આંધળી કોન હે.

**સાધુડી**—હા હે, કોઇ જીવ હે.
**સેવક**—જીવ તે કેસા ? ઉસકા કુચ નામ હોયગાકે નહી?
**સાધુડી**—ઓતો, એ જગોપર ખાતાહે ને રહેતાહે.
**સેવક**—ઓતો મેંહુંબી જાણતા પણ ઉસકા નામકયા?
**સાધુડી**—સાલે તેરે કયા જરૂર, તું કુછ ખાનેકા દેતાહે તે તેરેકુ મેં કઉ, જા, જા, ગાંજા પીકે વાંસી.
**સેવક**—હાં હાં અલબત સમજ ગયા.
**સાધુડી**—અબે ઓ, સેતાન કે સાલે, કયા સમજગયાતું?
**સેવક**—એતો ઓ, ગટ પટ.
**સાધુડી લકડલેઇને**—શેવકને, અબે નખોદગીર, સાલે ગટ પટ તે કયા બોલા. ઉસકા ભેદ સમજા કર જા.
**સેવક**—અરે મારા બાપરે, મને જવા દો મારાતો પુ-

રા ભોગ મળ્યા, ભોગ લાગ્યા તે તમારૂ ગટ પટનું નામ લીધું હવે નહીં લેઉ.

**સાધુડી**—સેવકને એક લઠ લગાવી દીધો ને સેવક તો એકદમ ત્યાં પડયો, ને બુમો પાડવા માંડી ને ઘણા લોકો એકઠા થયા ને સાધુડીને ધમકાવવા લાગ્યા, ને લોહી નીકળ્યું.

**સેવક**—મેને ઉસકુ ગટ પટ કીઆ, ઉસમે રંડીને લઠ મારા અબી તુમેરી ફજેતી સારા શેહેરમાં કરૂગા, આંધ-જો દો લાકડી ઝાલીને એક બાજુ દોડે છે ને પેલા સેવકને પકડે છે ખડારે સાલે કાં ગીઆ, હરામકા ગાંજા સુકા-પી જાતા ને ચુગલી કરેગા. અછા અબતો તુબી બાગ તેરી બી વલે મેં કરૂંગા એટલે,

**સેવક**—અધાને એક ખોડા, તેરે જેસે બોત હે.

એમ કહી સેવક પોતાના બે ત્રણ ભાઇબંધને લેઇને ગયા

**બધાસેવક**—આંધળાને કહે છે કયાં હે નગદા, ગટપટ ચલતી કે નહીં, સાલે સાલેકે સેહેતાન.

**સાધુડી**—છાનામાના ચલા જા નહીંતો મારૂંગી લઠ તો ખોપરી હો જાઇગી ફૂટ.

એમ કરતાં લડાઈ થઇ ને મારા મારીમાં આવ્યા, તે-માં એક જણને લોહી નીકળ્યું તેથી શોક કરયો ને પછી એક જણે કહ્યું કે આ લોહીયાળુ લુગડુ થયું છે માટે આપણી ફોજદારી થશે તેથી નદીએ જઇએ, એમ કહીને ગીત ગાય છે ને નદીએ જાય છે.

ચાલો રાંડો સાધુડીઓ, નદીએ નાવા જઈએરે;
બે પૈસાનું ગોપીચંદન લેઇને, લાંબો ટીલો તાણીઓરે.
ગોરખ નાથની ગાદી ઉપર, મુડકી બેસારીરે;
એનું માથુ મુંડ મુડાઇ બોડકી બનાઈરે. **(સમાપ્ત.)**

# જાહેર ખબર.

હું નીચે સહી કરનાર—મેહેતાજીઓ તેમજ ભણનારા વિદ્યાર્થીઓને તથા પરગામવાળા બુકશેલરો અગર પરચુરણ ચોપડીઓ વેચનારાઓને નમ્રતાથી ખબર આપુંછું કે મારે ત્યાં તમામ જાતનાં પુસ્તકો મારાં રચેલાં તથા મુંબઈ અને અમદાવાદનાં છાપેલાં જેવાં કે-જૈનધર્મ તથા વૈશ્નવ ધર્મનાં તથા વાર્તાઓનાં, કાયદા સંબંધી સરકારી ગુજરાતી નીશાળમાં ચાલતાં તથા પેહેલેથી સાતમી ચોપડી સુધીના અર્થ, ઉરદુ, ફારસી, મરસીઆઓ, અંગ્રેજી તમામ જાતનાં પુસ્તકો મારી દુકાનેથી મળશે. અને સામટી લેનારાઓને કમીસન આપવામાં આવશે.

તેવીજ રીતે **ભાવનગરમાં** વહોરા અબદુલહુસેન આદમજી—બુકસેલરને ત્યાંથી તમામ જાતનાં પુસ્તકો તથા જરીકામની સુંદર ટોપીઓ કિફાયત ભાવથી મળશે.

**કચ્છમાંડવીમાં**—વહોરા તૈયબજી મહમુદભાઈની દુકાનેથી પણ તમામ જાતનાં પુસ્તકો મળશે.

**જામનગર.** | **ઇસાજી મુસાજી અમીજી**
પ્રખ્યાત બુકસેલર. | **અતરીઆ.** ઠેકાણું. હાથીબજાર.